રાષ્ટ્રીય

# બીજી ચોપડી




सारे जहांसे अच्छा हिंदोस्तां हमारा.



મંગળદાસ હરકીશનદાસ—સુરત.



કિંમત રૂ. ૦ ૩ ૦

રાષ્ટ્રીય

# બીજી ચોપડી



લેખક

ડૉક્ટર એમ. કે. દીક્ષિત

એલ. એમ. એન્ડ એસ.

સુરત



સુધારેલી બીજી આવૃત્તિ



પ્રકાશક

મંગળદાસ હરકીશનદાસ

બુકસેલર, ભાગાતળાવ—સુરત

૧૯૨૪

સુરત
ચૌટાના પૂલ ઉપર આવેલા "સુરત સિટિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
ઠાકોરદાસ માનસિંહે છાપી.

# પ્રસ્તાવના

બુદ્ધિ, ભાવના, અને ઈચ્છા અથવા સંકલ્પ, આ ત્રણ માનસિક શકિતનો પૂર્ણ વિકાસ કરનારૂં જે શિક્ષણ તેજ ખરૂં શિક્ષણ હોઈ શકે. રાષ્ટહિતના પાયાપર ચણાયલું જે શિક્ષણ તેજ રાષ્ટ્રીય શિક્ષણ હાલ દેશમાં સરકારી ધોરણે જે શિક્ષણ અપાય છે તે રાષ્ટ્રીય તો નથીજ; તેમજ તે શાસ્ત્રશુદ્ધ શિક્ષણ પણ નથી. કારણ કે તે શિક્ષણપદ્ધતિનો હેતુ, બાળકની બુદ્ધિનો વિકાસ કરાવવા કરતાં, તેનાં ભેજાંપર જ્ઞાનનો બોજો લાદવાનો દેખાય છે. ભાવનાના વિકાસ તરફ પૂર્ણ દુર્લક્ષ છે; એટલુંજ નહિ, પણ હરઘડીએ વિદ્યાર્થી તથા શિક્ષકના વ્યક્તિસ્વાતન્ત્ર્યનો ઉચ્છેદ થવાથી ઇચ્છાશક્તિ અથવા સંકલ્પશક્તિનો વિકાસ થતો નથી. માટે આ પુસ્તક રાષ્ટ્રીય શિક્ષણમાં ઉપયોગી થઈ પડે એવા હેતુથી લખવામાં આવ્યું છે. પાઠની સંખ્યા જાણી જોઈને ઓછી રાખવામાં આવી છે.

આ પુસ્તક લખવામાં શ્રી. વાસુદેવ ગોવિંદ આપટે બી. એ. ના રાષ્ટ્રીય શિક્ષણના વાચનપુસ્તકોનો છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો છે. તેથી તેમનો તથા લીધેલી કવિતાના કર્તાનો આભાર માનવામાં આવે છે.

વાચનમાળા તૈયાર કરવામાં સુરત રાષ્ટ્રીય કેળવણી મડળની શાળાના કેટલાક સુશિક્ષિત અધ્યાપકોએ પોતાના જ્ઞાન તથા અનુભવનો લાભ આપ્યો છે તે માટે તેમનો તથા બાળપોથી, પહેલી અને બીજી ચોપડીમાં ગુજરાત-

વિદ્યાપીઠના મહામાત્રે સમયનો ભોગ આપી પુસ્તકોનું બારીકીથી નિરીક્ષણ કરી જે જે ઉપયોગી સૂચના કરી છે તે માટે તેમનો પણ હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. તેમની સૂચનાનુસાર યોગ્ય સુધારો એ ત્રણે પુસ્તકોની નવી આવૃત્તિમાં અમે કર્યો છે.

વાચનમાળા તૈયાર કરવામાં છાપખાનાને લગતું પ્રૂફ વગેરે તપાસવાનું કામ ભાઈ મણિશંકર ત્રિભુવન ભટ્ટે ઉત્સાહપૂર્વક કર્યું છે, તે માટે તેમનો ઉપકાર માનવાની તક લઉં છું.

વાચનમાળાની કેટલીક ચોપડીઓમાં ચિત્રો અયોગ્ય અને બીન જરૂરી મૂકાયલાં જણાય છે, પણ આ વાચન-માળામાં તેમ ન કરતાં જેટલાં સારાં અને યોગ્ય ચિત્રો બની શક્યાં તેટલાં મૂક્યાં છે, અને નવી આવૃત્તિમાં યોગ્યચિત્રો વધારવાનો અમારો ખાસ વિચાર છે.

રાષ્ટ્રીય કેળવણીના વિકાસ માટે આ નમ્રપ્રયત્ન કરવામાં આવ્યો છે. આશા છે કે જનસમાજ હંસક્ષીર-ન્યાયે આ પુસ્તકો પર દૃષ્ટિપાત કરશે.

ગુજરાતી ભાષામાં જોડણીના નિયમોનો મતભેદ હોવાથી આ પુસ્તકના કેટલાક શબ્દોમાં ફેરફાર માલુમ પડશે.

સુરત } ડૉ. એમ. કે. દીક્ષિત.

રાષ્ટ્રીય

# બીજી ચોપડી

## પાઠ ૧—ફૂલો



આ ગુલાબનું ફૂલ જુઓ. કેવું સુંદર દેખાય છે! બીજાં પણ અનેક જાતનાં ફૂલો હોય છે. તેનાથી ઝાડ ઘણાં સુશોભિત દેખાય છે.

કેટલાંક ફૂલો સફેદ, કેટલાંક પીળાં, કેટલાંક ભૂરાં એ પ્રમાણે જુદા જુદા રંગનાં હોય છે.

જાઈ, જુઈ, ચંપેલી, મોગરા, શેવંતી અને ગુલછડીનાં ફૂલનો રંગ સફેદ હોય છે. પારિજાતકનાં ફૂલ ધોળાં હોય છે પણ તેની દાંડી કેસરીઆ રંગની હોય છે. કરેણાં તથા ચંપાનાં ફૂલનો રંગ પીળો

છે, અને ગાયનાં ફૂલ ભૂરા, રંગનાં હોય છે. જાસુદ અને ઝુમખાંનાં ફૂલોનો રંગ લાલ હોય છે. તનમનીયાનાં ફૂલ પંચરંગી હોય છે.

કેટલાંક ફૂલની વાસ ઘણી સારી હોય છે; અને કેટલાંકને હોતીજ નથી. છતાં બધાં ફૂલોનો દેખાવ ઘણોજ સુંદર હોય છે; તેથીજ ઘણા લોકો ફૂલોનો ગોટો બનાવી શોભા માટે ટેબલપર મૂકે છે.

મધમાખી, પતંગીઆં વગેરે બીજાં જીવડાંને ફૂલ બહુજ ગમે છે. તેઓ હંમેશાં ફૂલ ઝાડની આસપાસજ ઉડયાં કરે છે. મધમાખી ફૂલ ઉપર બેસી, તેમાંનો રસ ચૂસી લઈ, પોતાના મધપૂડામાં લઈ જઈ સંઘરે છે. આ રસ તેજ મધ. તે ગળ્યું હોય છે.

ફૂલ માણસને જેટલાં ગમે છે તેટલાંજ દેવતાઓને પણ ગમે છે. તેથીજ પૂજા વખતે આપણે તે દેવને ચઢાવીએ છીએ. સુગંધવાળાં ફૂલોમાંથી અત્તર નીકળે છે. ઝાડને પહેલાં ફૂલ અને પછીથી ફળલાગે છે.

ફૂલ સુગંધીવાળાં રૂડાં રંગે રૂપાળાં,
એની મીઠી સુગંધી કોને ના ગમે ?

---

# પાઠ ૨—પોપટ



જેનામાં જીવ હોય તે પ્રાણી કહેવાય. પાંખવાળાં પ્રાણીઓને પંખી કહે છે. પોપટને પાંખ છે માટે પોપટ પણ પંખી કહેવાય છે. પોપટનો રંગ લીલો હોય છે. કેટલાક પોપટનાં પીછાંમાં બે ત્રણ રંગની છાંટ હોય છે. દેખાવમાં પોપટ ઘણો ખુબસુરત હોય છે.

એની ચાંચ વાંકી અને ટુંકી હોય છે, તેમજ મજબૂત તથા રંગે લાલ હોય છે. પોપટ જંગલમાં ફરે છે. શહેરોમાં પણ જંગલી પોપટ ઝાડે ઝાડે ઉડી સ્વતંત્ર રહે છે. તે ઝાડે માળા બાંધે છે, અને તેનાં બચ્ચાં ઉડતાં શીખે, ત્યાર પહેલાં વાઘરી લોકો તેને પકડી લાવે છે, અને બજારમાં વેચે છે. તે બચ્ચાંને પાંજરાંમાં પૂરી લોકો

પાળે છે. આ પ્રમાણે સ્વતંત્ર જંગલી પોપટ પરતંત્ર પાળેલો પોપટ બને છે.

જંગલમાં ઝાડનાં ફળ, બી ખાઈ પોપટ જીવે છે. પાળેલા પોપટને જમરૂખ, મરચાં, રાંધેલું ધાન્ય પણ ખવડાવે છે.

પાળેલા પોપટને જો કેળવે, તો તે બોલતાં શીખે છે. તે મધુર સીટી પણ વગાડે છે. પોપટ બોલેલું બોલે છે, પણ તે બોલેલું સમજતો નથી. તેથી જે છોકરા સમજ્યા વગર બોલે છે તેનું ભણતર પોપટીઉં કહેવાય છે. એક ગરીબ માણસે પોપટ પાળી તેને "હાજી" બોલતાં શીખવ્યું હતું. શનિવારે હાટમાં તે પોપટ વેચવા ગયો. પોપટ ઘણોજ સુંદર હતો તેથી ઘણા લોકો તેને ખરીદવા આવ્યા. માલીકે તેની કિંમત સો રૂપિયા કહી. એ કિંમત ભારે લાગવાથી લોકો ચાલ્યા ગયા. છેવટે એક શેઠે આવી કંમત પૂછી. માલીકે કહ્યું શેઠ, તમો પોપટને પૂછો કે એની કિંમત સો રૂપિયા છે ? શેઠે પોપટને પૂછયું કે તારી કિંમત સો રૂપિયા છે ? પોપટે મોટેથી કહ્યું "હાજી" શેઠ ઘણા ખુશી થયા અને સો રૂપિયા આપી પોપટ ઘેર લઈ ગયા.

## પાઠ ૩—ઈનામનો અર્ધો ભાગ

અકબર બાદશાહના દરબારમાં ઘણા પંડિતો આવતા હતા, અને તે પંડિતોને બાદશાહ ઇનામો આપતો. એક દિવસ તેના દરબારમાં બીરબલ નામે એક નવો પંડિત આવ્યો, પણ પહેરેગીરે તેને અટકાવ્યો. પંડિતે નમ્રતાઇથી ઘણું કહ્યું, પણ ઈનામમાંથી અર્ધોભાગ આપવાની કબૂલત કરી ત્યારે તેને દરબારમાં જવા દીધો; પણ સભામંડપમાં જતાં બીજા પહેરેગીરે તેને પાછો રોકયો. તેને પણ ઇનામમાંથી અર્ધોભાગ આપવાની કબૂલત આપી તે પંદિત સભામાં આવ્યો.

સભામાં ઘણા પંડિતો નવી નવી કવિતા બોલ્યા, પણ બીરબલની કવિતા બાદશાહને બહુ પસંદ પડી. તેથી તેને એક હજાર સોના મહોરો આપવાનો બાદશાહે હુકમ કર્યો. ત્યારે બીરબલે કહ્યું નામદાર, મારે સોના મહોરો નથી જોઈતી. જો આપ મારા પર ખુશી થયા હો તો મહેરબાની કરી મને પાંચસો ફટકા મારવાનો આપ હુકમ કરો. આ સાંભળી સઘળા અચરજ પામ્યા. બીરબલને ઇનામ લેવાને બહુ સમજાવ્યો, પણ બીરબલે પોતાની માગણીજ કબૂલ રાખી. ત્યારે

બાદશાહે ધીમે ધીમે ફટકા મારવાનો હુકમ કર્યો. એટલે તરતજ બીરબલ બોલ્યો કે નામદાર, મારા ઇનામના બે ભાગીદાર છે, માટે તેમને આ ઇનામ સરખે ભાગે વહેંચી આપો. બાદશાહે કહ્યું, ક્યાં છે તમારા ભાગીદાર ? બીરબલે કહ્યું, કાંઈ દૂર નથી. આપના પહેરાવાળા બે સિપાઈઓજ આ ઈનામના ભાગીદાર છે. હું જ્યારે આપના દરબારમાં આવતો હતો, ત્યારે એ બંને પહેરાવાળા સિપાઈઓએ મને રોકયો. મેં ઘણુંએ કહ્યું પણ મને આવવા દીધો નહિ. છેવટે તેમણે મારી પાસે ઈનામમાંથી અર્ધો ભાગ આપવાની કબૂલત કરાવી ત્યારે મને દરબારમાં આવવા દીધો છે. માટે મારૂં ઈનામ તે બંને પહેરેગીરોને સરખે ભાગે વહેંચી આપો.

બાદશાહે તે બંને પહેરેગીરોને બોલાવી મંગાવ્યા, અને તેમને જોરથી અઢીસો અઢીસો ફટકા મરાવી નોકરીમાંથી કાઢી મૂકયા, અને બીરબલને ભારે ઇનામ આપી પોતાના દરબારમાં રાખ્યો.



# પાઠ ૪—લાલચથી થતું નુકસાન

ગુજરાતના રાજા સિદ્ધરાજને દેશલ અને વિશલ નામના બે ભત્રીજા હતા. કેટલાક કારણસર સિદ્ધરાજે તેમને મારી હાંકી કાઢયા હતા, તેથી તેઓ પોતાના મામા રાખેંગારને ત્યાં જઈ રહ્યા હતા. તે જુનાગઢમાં રાજ્ય કરતો હતો. સિદ્ધરાજ કેટલીક મુદ્દતથી પોતાનાં લગ્ન કરવા કન્યાની શોધમાં હતો. તેને તપાસ કરતાં માલમ પડ્યું, કે જુનાગઢમાં રાણકદેવી નામની કુંભારની ઘણીજ ખુબસુરત કન્યા છે. તે લગનના વિચારમાં હતો, ત્યારે તેને ખબર મળી કે રાણકદેવીનાં લગ્ન તો રાખેંગાર સાથે થઈ ગયાં છે. આ સાંભળી સિદ્ધરાજ લાલ પીળો થઈ ગયો, અને લશ્કર તૈયાર કરી જુનાગઢને ઘેરો ઘાલ્યો. બાર વરસ સુધી ઘેરો ઘાલી શહેરમાં પેસવાના ઘણા પ્રયત્નો કર્યા; પણ બધા નિષ્ફળ ગયા. તે વખતે તેના બેઉ ભત્રીજા ત્યાં હતા. તેમને પોતાના કાકાને મળવાની ઇચ્છા થઈ, રાતે અંધારામાં છાનામાના બહાર નીકળી સિદ્ધરાજને મળ્યા. એ તેને બહુજ હેતથી મળ્યો અને કહ્યું કે તમે કેટલા મૂર્ખ છો? હું તમને મળવાને ઘણોજ ઉત્સુક હતો; પણ

તમે મને મોં પણ બતાવ્યું નાહ. હવે માત્ર તમે એકજ મારૂં કામ કરો, કે જુનાગઢમાં ધુસીજવાનો રસ્તો તમે મને બતાવો. હું તમને તેના બદલામાં અર્ધું રાજ્ય આપીશ. આથી છોકરાઓને લાલચ લાગી, અને જુનાગઢમાં પેસવાનો ગુપ્ત રસ્તો બતાવ્યો. સિદ્ધરાજ લશ્કર સાથે શહેરમાં ધુસ્યો, મોટી લડાઈ થઈ, અને રાખેંગાર માર્યો ગયો.

જુનાગઢ જીત્યા પછી સિદ્ધરાજે સરદારોન સભા બોલાવી, અને દેશલ તથા વિશલને ફાંસીએ ચઢાવવા આજ્ઞા કરી. આ હુકમ સાંભળતાંજ બેઉનું લોહી ઉડી ગયું. દેશલ અને વિશલે ઘણી દીનતાથી કહ્યું કે તમે તો અર્ધું રાજપાટ આપવાનું વચન આપ્યું હતું, અને હવે આવો હુકમ કેમ ફરમાવો છો ? સિદ્ધરાજે કહ્યું, અરે નિમકહરામ છોકરાઓ ! જેણે તમને પાળી પોષી મોટા કર્યા, અને તમારો વિશ્વાસ કર્યો, તેને તમે મારે હાથે કતલ કરાવ્યો. હવે હું તમારો ભરોસો કેવી રીતે કરૂં ? છોકરાઓએ બહુ આજીજી કરી પણ સિદ્ધરાજે તેમની કતલ કરાવી. ખરી વાત છે કે લાલચુ માણસોની આવી દશા થાય છે.

# પાઠ ૫—સવારનું વર્ણન

રાગ ભેરવ

જાગ મુજ વા'લા બાળ, પંખી વન બોલે. ટેક
વા'ણું વાયું વીતી રાત, પૂર્વે થયો ઝગઝગાટ;
રંગ દીસે ભાત ભાત, ઝાડ પાન ડોલે.—જાગ
કૂકડે કૂક કૂકડા, કાકા કરે કાગડા;
મેના પોપટ રૂડા, મોર મધુર બોલે.—જાગ
ચંદ્ર તેજ ફીકું પડ્યું, તારા તેજ ઉડી ગયું.
ચોરમોઢું કાળું થયું, ખૂણા ખાંચા ખોળે.—જાગ
ભક્ત જનો ધરે ધ્યાન, ગવૈયાઓ કરે ગાન;
દાતા દીએ રૂડું દાન, મુલ્લાં બાંગ બોલે.—જાગ
સુરજ તણો ઉદય થયો, રાતનો અંધકાર ગયો;
ભ્રમર ગૂં ગૂં કરી રહ્યો, કમળ પત્ર ખોલે.—જાગ
તડકો જેમ વધતો જાય, માણસો ઉમંગી થાય;
આકાશે પંખેરૂ ધાય, ઢોર ચારો ખોળે.—જાગ
ઝાડ વેલી ફળ ને ફૂલ, ધીમે ખીલે નહિ ભૂલ;
ખાવા જાય તાજાં તૂલ, પક્ષી બહુ ટોળે.—જાગ.
ઉઠ વીરા મગન થઈ, પ્રભુકેરૂં નામ લઈ;
વાંચ પાઠ ધ્યાન દઈ, એમ માત બોલે.—જાગ

(બીજી ચોપડી)

# પાઠ ૬—મેમાનગીરી

આજે અમારે ત્યાં વડોદરેથી મેમાન આવ્યા છે. તે મારા ભાઈના મિત્ર થાય છે. તેમનું નામ શેઠ નાનુભાઈ છે. તેઓ મોતીનો વેપાર કરે છે. એ અમારે ત્યાં ત્રણ દિવસ રહેવાના છે. મેમાન આવે તેમની પરોણાચાકરી કરવી, એ દરેક માણસનો ધર્મ છે. તેથીજ બાએ ગાંધીને ત્યાંથી શેર બદામ, અચ્છેર ચારોળી, પાશેર પસ્તાં, ત્રણ જાયફળ, તોલો જાવંત્રી તથા નવટાંક તજ મંગાવી છે. એક પૈસાનાં લવેંગ તથા એક તોલો કેસર પણ મંગાવ્યાં છે. બીજો બધો મસાલો તો ઘેર તૈયાર છે. ઉજળી દેશી સાકર પણ ત્રણ શેર આણી છે.

શાક ત્રણ જાતનાં કરવાનાં છે. ગાંધીને ત્યાંનો સામાન લઈ, કાછીઆની દુકાનેથી એક સારૂં તળવાનું શાક લેવાનું કહ્યું છે. ભીંડા, કારેલાં કે ગીલોડાંમાંથી એક, દુધી અથવા ચીભડાં અને કતારગામની પાપડી લાવવાનું કહ્યું છે. બધું મળીને દશ શેર શાક લઈ જઈશ. કોળું, ગુવારશીંગ તથા વેગણ લાવવાની ના કહી છે. શેઠ ધનાઢ્ય છે, મોટા વેપારી છે, એટલે એમને માટે ચાંદીના થાળી વાડકા તથા લોટા પવાલાં પેટીમાંથી કાઢવાં પડશે.

એમ બાપા કહેતા હતા. માત્ર ત્રણજ દિવસ રહેવાના છે, એટલે રોજ કંઈને કંઈ સારૂં જમવાનું થશે. અમે એમને ત્યાં ગયા હતા ત્યારે અમારી આગતા-સ્વાગતા શેઠે બહુ સારી કરી હતી.

---

## પાઠ ૭--બારલાડુ

---

અમારા ગામમાં એક લાડુભટ્ટ છે; તેને લાડુ ખાવા બહુ ગમે છે. એ જાણે લાડુ ખાવા માટેજ જીવે છે. એને જે દિવસે લાડુ જમવાનું નોતરૂં હોય, તેને આગલે દિવસે તે ઉપવાસ કરે છે. તે ઓછામાં ઓછા બાર લાડુ ઉડાવે છે. એમનું નામ તો પ્રાણલાલ છે, પણ લાડુ **ખાવામાં** મોટી મજલ મારવાની શક્તિથી અમારા શહેરમાં તેને બારલાડુજ કહે છે.

આ નામ એટલું બધું પ્રચલિત થઈ ગયું છે, કે તેનું ખરૂં નામ સૌ વિસરી ગયા છે. તે પોતે પણ પોતાનું ખરૂં નામ વિસરી ગયા છે. બાર-લાડુના નામથી બૂમ પાડીએ કે તરતજ તે જવાબ આપે છે.

તેની આકૃતિ પણ બરાબર ગણપતિ મહારાજના જેવીજ છે. તમને તેની વાતો સાંભળવી ગમશે. અરે નારણ, મંદિરે જઈ બારલાડુને બોલાવી લાવ. લો, આ પોતેજ આવી પહોંચ્યા.

શેઠ—તમારાં દર્શન કરવાની ઇચ્છા હતી તો તમે જાતેજ આવી પહોંચ્યા.

બારલાડુ–જય થાઓ તમારો. પણ લુખાં દર્શન કરશો કે નૈવેદ્ય પણ ધરાવશો ? ઠાકોરજી પ્રસાદ વિના પ્રસન્ન થતા નથી. હું પણ ભગવાનનું માણસ છું. માટે નગદ માલનું નૈવેદ્ય ધરાવશો. લાડુ, ઘારી, જલેબી, મગજ મોહનઠાર, દૂધપાક, પેંડા, બાસુદી એ નગદી માલ. દાળ, ભાત, શાક, રાઈતાં, શેવ, ગાંઠીયા, ચટણી, કાચલી વગેરે તો કચરો. એવો કચરો પેટમાં ભરવો આપણને પસંદ નથી.

શેઠ—બારલાડુ, તમને ખબર છે કે આપણું શરીર જે તત્ત્વોનું બંધાયું છે, તે બધાં તત્ત્વો જે ખોરાકમાંથી મળી શકે તેવો ખોરાક આપણે લેવો જોઈએ. ઘઉં, બાજરી અને જુવાર જેવાં ધાન્યનું સત્વ, ચોખા જેવા મંડજ પદાર્થનું સત્વ, ળમાંથી નીકળતું સત્વ, ઘીમાંથી મળતું

ચીકણું તત્ત્વ, અને શાકભાજીમાંથી મળતા રસ અને ક્ષાર આપણા રોજના જમણમાં આવવાંજ જોઈએ. એ બધાંજ તત્ત્વો શરીરને ન મળે, તો શરીર એક સરખું ખીલે નહિ. તમારૂં જમણ ફક્ત નગદમાલનું હોવાથી, તમારા શરીરના બધા ભાગ સરખી રીતે ખીલ્યા નથી. તમારી હોજરીને તમે કસરત કરાવી કરાવી નકામી ફૂલાવી દીધી છે. તમારા દાંત પડી ગયા છે. આપણા ઘરડાવરડાઓએ દાળ ભાત અને શાકનું જમણ ગોઠવ્યું છે, તે બહુ સારૂં છે. તેમાં બધાં ઉપયોગી તત્ત્વોનો સમાવેશ થઇ જાય છે. તેમાં માફકસર ઘી પણ લેવાય છે. એટલે મને તો એ જમણ ઘણુંજ સારૂં લાગે છે.



# પાઠ ૮—મૂર્ખ ગધેડું



એક ગધેડું ગામનો ઉકરડો સુંઘતું હતું. તેની નજીકમાં થોડાં છોકરાં રમતાં હતાં. તેના લાંબા કાન જોઈ તેને લંબકર્ણ, એટલે લાંબા કાનવાળું કહી તે ચીડવતા હતા. તે જોઈને ગધેડાને માઠું લાગ્યું. તેથી તેણે રાત્રે પોતાના કાન અડધા કપાવી નાંખ્યા. અને હવે છોકરાંઓ મને ચીડવશે નહિ, એમ ધારી મનનું સમાધાન થયું માની, તેણે બીજે દિવસે તે જગ્યાએ ચરવા માંડ્યું. ગધેડાના અર્ધાકાન કાપેલા જોઈ છોકરાંઓએ તેને અર્ધકર્ણ કહી ચીડવવા માંડ્યું. ત્યારે તેણે પોતાના અર્ધા રહેલા કાન પણ કપાવી સાફ કરી નાંખ્યા. અને મનમાં બોલ્યું, કે હવે મારામાં ખોડ કાઢવાની જગ્યા રહી નથી.

જોઉં તો ખરો, બાળકો મને કેવી રીતે ચીડવે છે! પણ પારકામાં ખોડ કાઢનારને શું? ગમે તેવી વાતપરથી તે લોકો તો નામ પાડી દે. તેમાં વળી તોફાની અજ્ઞાન બાળકો! તેઓ તેને કાનકટ્ટો કહી બહુ ચીડવવા લાગ્યાં. પછી ગધેડાએ મોટા ડહાપણની એક યુક્તિ શોધી કાઢી. કાન કાપી નાંખ્યા હતા ખરા પણ કાનનાં કાણાં દેખાતાં હતાં. તેમાં તેણે એકાદ મરેલા બળદના શીંગડાં લાવી ગોઠવી દીધાં. અને રોફમાંને રોફમાં બાળકો આગળ ફરવા લાગ્યું. ગધેડાએ જાને લાંબાં લાંબાં શીંગડાં ગોઠવી દીધેલાં જોઈ બાળકોને પુષ્કળ ગમ્મત પડી. અને તેઓ એક એકને કહેવા લાગ્યાં કે કેવું ખુબસુરત પ્રાણી છે. એનું નામ તમે જાણો છો? એને ગધેસીંગ કહે છે. આમ બોલી બધાં છોકરાં તે ગધેડાની પાછળ પડયાં. ત્યારે તે ગધેડું ઘણુંજ ચીડાયું અને ત્યાંથી જવા માંડયું. બાળકો પણ હુર્યો હુર્યો કરતાં તેની પાછળ લાગ્યાં. ત્યારે તે ગધેડાએ તેમના શરીરપર લાતના પ્રહાર કરવા માંડયા. તેથી છોકરાંઓ ખૂબ ખીજવાયાં અને પત્થર તથા રોડાં મારીને તેના માથાનાં શીંગડાં ઉથલાવી પાડી નાંખ્યાં.

મૂર્ખ લોકો આપણું નામ પાડશે એવા ભયથી પોતે પોતાના કાન કાપી નાંખ્યા, અને બળદનાં શીંગડાં પહેરવાની મૂર્ખાઈ કીધી; તેને માટે તે ગધેડાને ભારે શરમ લાગી; પણ તેનો હવે ઉપાય શું?

---

## પાઠ ૯—બાળ રામચંદ્રજી




અયોધ્યા નગરીમાં દશરથ રાજાના મહેલની પાછળ એક બગીચો હતો. ત્યાં એક પુનમની સાંજે શ્રીરામને માતા કૌશલ્યા રમાડતાં હતાં. તે વખતે પૂર્વ દિશામાંથી ચંદ્રમા પ્રકાશતો હતો. તે

જોઈ શ્રીરામે પોતાના કોમળ હાથ ચંદ્રમા તરફ લંબાવ્યા. જાણે તે લેવાની તેમની ઈચ્છા ન થઈ હોય ! પણ કૌશલ્યા મા કાંઈ સમજ્યાં નહિ. શ્રીરામ રડવા લાગ્યા. એટલે માતાજી ગભરાયાં. તેમને બહુએ મનાવ્યા, ભાત ભાતનાં રમકડાં આણી આપ્યાં, તરેહ તરેહનાં વાજાં મંગાવી આપ્યાં, ને ઘણુંએ કર્યું, પણ રામજી કાંઈ રોતા રહે નહિ, અને ગુસ્સે થઇને રમકડાં વાજાં બધાંને ફેંકી દીધાં.

આ સાંભળી મહેલની બીજી રાણીઓ, તથા દાસીઓ આવી પહોંચી, પણ કોઈ રામચંદ્રજીને રોતા રાખી શકયું નહિ. કોઈ કહે કે એ બીજવાયા કોઇ કહે એમના પેટમાં દુઃખે છે. કેટલાકે કાન તપાસી જોયા, અને કોઈ કહે કે એ હઠપર ચઢયા છે. કૌશલ્યામાએ તેમને ખોળામાં લીધા. ગીત ગાવા માંડયું, પણ રામજી કેમે કર્યા રહે નહિ.

પછી મહારાજા દશરથ આવ્યા. તેમણે રામજીને છાના રાખવા અનેક યત્ન કર્યા, પણ કાંઈ વળ્યું નહિ. આખરે મહારાજે થાકી વડા પ્રધાનને બોલાવી મંગાવ્યા. રામચંદ્રજી ચંદ્રમા તરફ હાથ ધરી રડતા હતા, અને ડુસકાં ભરતા હતા.

એટલે તે સમજી ગયા કે એમને ચંદ્રમા જોઇએ છે. તેમણે એક દર્પણ મંગાવ્યું, અને રામજીના હાથમાં આપ્યું, અને એવી રીતે પકડાવ્યું કે તેમાં ચંદ્ર દેખાયો. રામજી તરતજ રોતા બંધ થઈ ગયા અને હસવા માંડયું. એ જોઇને બધાંને બહુજ આનંદ થયો.

બાગમાં એક નાનું તળાવ હતું. તેમાં પાણી ઘણું નિર્મળ હતું, રામચંદ્રજીને તે તળાવના પાણીમાં પણ ચંદ્રમા બતાવ્યો. તેથી તે ખૂબ ખુશ થયા.

---

## પાઠ ૧૦—નદીનું વર્ણન

---

સુંદર સરિતા જુઓ, ભરેલી નિર્મળ નીરે,
નાનાં મોટાં તરૂ, ઉગેલાં તેને તીરે;
રંગીત ચિત્ર વિચિત્ર, માછલાં ગમ્મત કરતાં,
લીલું લીલું ઘાસ, પશુ કિનારે ચરતાં;
સુંદર શોભા સૌ નગરની, નદીથી નિશ્ચય જાણીએ,
ના'વણ ધોવણ જળપાનનું, મોટું સુખ પિછાણીએ.

---

# પાઠ ૧૧—રાજા હરિશ્ચંદ્ર



ઘણાં વર્ષો ઉપર આપણા દેશના અયોધ્યા શહેરમાં હરિશ્ચંદ્ર નામનો રાજા થઈ ગયો. તે અતિશય નીતિમાન હતો, તેથી તેની ખ્યાતિ ઘણી હતી. તેના ગુરુ વસિષ્ઠ હતા. એક વખત ઇંદ્રે રાજાના દરબારમાં તેણે હરિશ્ચંદ્રની ઘણી સ્તુતિ કરી. આ સાંભળી વિશ્વામિત્ર ઋષિને તેની પરીક્ષા કરવાનું મન થયું. તેથી તે રાજા પાસે ગયો, અને તેના રાજ્યનું

દાન લીધું. બ્રાહ્મણને એકાદ વસ્તુ દાનમાં આપ્યા પછી તેના ઉપર કાંઈ દક્ષિણા આપવી જોઈએ. આખું રાજ્ય આપી દીધા પછી રાજા પાસે દક્ષિણા આપવાને કાંઈ રહ્યું નહિ. ત્યારે પોતાની રાણી તારામતી, પોતાનો પુત્ર રોહિત, અને છેવટે પોતાની જાત વેચી વિશ્વામિત્રની દક્ષિણાની રકમ પુરી કરી. તારામતી અને રોહિતને કાશીના એક બ્રાહ્મણે, અને હરિશ્ચંદ્રને સ્મશાનના એક ચાંડાળે ખરીદ કીધાં. સ્મશાનમાં જે પ્રેત બાળવામાં આવે, તેનાપર કર ઉઘરાવવાનું કામ હરિશ્ચંદ્રને સોંપ્યું હતું.

તારામતી અને રોહિત જે બ્રાહ્મણે તેમનો ખરીદ્યાં હતાં, તેને ત્યાં રહેતાં હતાં. એકવાર રોહિત વાડીમાં ફૂલ વીણવા ગયો ત્યાં તેને સાપ કરડયો, અને તે મરી ગયો. ત્યારે તારામતી પોતાના પુત્રનું મુડદું લઈ અંધારી રાત્રે જંગલમાં શોક કરતી બેઠી હતી. પણ લોકોને એમ લાગ્યું, કે આ દુષ્ટ સ્ત્રી કોઈ છોકરાને મારી નાંખી માંસ ખાતી બેઠી છે, તેથી તે લોકોએ તારામતીને સ્મશાનમાં લઈ જઈ મારી નાંખવાનું ચાંડાળને કહ્યું, તેણે તે કામ પોતાના નોકર હરિશ્ચંદ્રને સોંપ્યું. પોતાના ધણીની નોકરી ઈમાનથી કરવી જોઈએ, અને તેની

આજ્ઞા પાળવી જોઇએ, તેથી હરિશ્ચંદ્ર પોતે પોતાની સ્ત્રીને પણ મારવા તૈયાર થયો. આ પહેલાં વિશ્વામિત્રે હરિશ્ચંદ્ર, તારામતી, તથા રોહિતને તેમના સત્યની પરીક્ષા કરવાને એટલી બધી રીતે દમ્યાં હતાં કે તેનું વર્ણન સાંભળતાંજ આપણાં રૂંવે રૂંવાં ખડાં થઈ જાય. પણ ત્રણે જણે મુગે મ્હોંયે બધુંએ સહન કર્યું. છેવટે પોતાના શેઠનો હુકમ પાળવા માટે પોતાની વહાલી સ્ત્રી તારામતીને મારવા તૈયાર થયો, ત્યારે વિશ્વામિત્રને પુરી ખાત્રી થઈ, કે આટલો બધો છળ કર્યો, છતાં પણ સત્યથી વેગળો ન ચાલનારો મનુષ્ય હરિશ્ચંદ્ર જેવો બીજો કોઈ શોધ્યો જડે એમ નથી; તેથી વિશ્વામિત્ર ઋષિ તથા બીજા બધા દેવો બહુ પ્રસન્ન થયા. તેમણે રોહિતને જીવતો કર્યો, અને હરિશ્ચંદ્રને તેનું રાજપાટ પાછું આપ્યું, અને ઉત્તમ આશીર્વાદ દીધા. હરિશ્ચંદ્ર જેવો સત્યપ્રિય, અને વચન પાળનારો રાજા, જે આપણા હિંદુસ્થાન દેશમાં થઈ ગયો, તેને વિષે આપણને કેટલું અભિમાન હોવું જોઈએ! પણ સાથેજ આપણે પોતે એટલા સત્યપ્રિય ન થઈએ તો એમને માટેનું અભિમાન પોકળજ ગણાય.



# પાઠ ૧૨—આંધળો છોકરો અને દેખતો છોકરો

---

સદાશિવ અને મદન નામના બે ભાઇઓ હતા. સદાશિવ મદન કરતાં બે વર્ષે મોટો હતો, પણ બુદ્ધિમાં મંદ હતો. મદન ઉંમરે નાનો પણ બુદ્ધિમાન હતો.

એક દિવસે સાંજે તેઓ ઘેર આવ્યા, ત્યારે તેના બાપે પૂછ્યું, આજે સાંજે હંમેશની માફક ફરવા ગયા હતા કે? બેઉએ જવાબ દીધો, હાજી ગયા હતા. બાપે પહેલાં સદાશિવને પૂછ્યું, કે આજે તે શું જોયું, તે તું કહે.

સદાશિવ શું કહેવું તેના મોટા વિચારમાં પડયો, કારણ કે તેને કોઇ પણ વસ્તુ ધ્યાન દઇ જોવાની ટેવ નહતી. જેવો તે ગયો તેવોજ પાછો આવ્યો હતો. તેણે કહ્યું શું કહું? કહેવા જેવું મને કંઈ જણાયલું નહિ. રોજ જે જોઉં છું તેજ આજે જોયું. તેના મોઢા પર કોઈ જાતનો આનંદ કે ઉત્સાહ દેખાતાં નહતાં.

મદનની વાત તેવી નહોતી. તેના મુખ ઉપર આનંદ ઉત્સાહ ઉછળી રહ્યાં હતાં. સદાશિવને બદલે તે બોલી ઉઠયો, મેં પુષ્કળ સારી વાત જોઇ. ઘરની બહાર નીકળતાંની સાથે આપણો કુતરો સૂતો હતો, તેણે પૂછડી હલાવતાં હલાવતાં મારી સામું જોયું, ઉઠી નાચવા લાગ્યો, એટલે હું સમજ્યો કે ટીપુને મારી સાથે બહાર આવવું છે, એને બોલતાં આવડતું નથી, છતાં તેના મનના વિચાર માણસને દર્શાવી શકે છે. તેને જોડે લઇને હું બાગમાં ગયો. ઝાડ ઉપર એક પક્ષી બેઠાં બેઠાં પોતાનાં બચ્ચાંનાં મોઢામાં ખાવાનું મૂકતું, અને પછી પોતે ખાતું. એ જોઈ મને બા યાદ આવી. બજારેથી કેરી, કેળાં, સકરજન, દ્રાક્ષ અથવા કોઈ પણ વસ્તુ ઘરમાં આવે, કે બા પહેલાં અમને આપે, અને પછી પોતે ખાય. બાગનો માળી છેક વૃદ્ધ થઈ ગયો છે, છતાં તે ગાતો ગાતો કામ કરતો હતો. ગાવામાં ચિત્ત હોય, ત્યારે કામનો થાક લાગતો નથી. અને તે વાત મારે ગળે ઉતરી. વહાણમાં કે મોટાં કારખાનાંમાં ભારે મોટાં વજન ઉંચકવાનાં હોય છે, ત્યારે મજુરો ગાતાં ગાતાં તે સામાન ચઢાવે છે તે મેં જોયું છે. બાગમાંથી હું નદીપર

ગયો, અને પાળ પર બેઠો, એટલામાં તો એક કાગડાનું ટોળું આવ્યું, અને જોરથી કા કા કરી મૂક્યું; મને સમજ ન પડી, કે આટલા જોરથી કાગડાઓ કેમ બૂમ મારે છે, એટલામાં મેં જોયું કે, એક કાગડાને પત્થર મારી કોઈ છોકરાએ નીચે પાડયો હતો, અને તેના સંતાપથી બીજા કાગડાઓ ચીસ પાડતા હતા. તે ઉપરથી કાગડા જેવાં હલકાં પક્ષી પણ પોતાની જાતનાં પ્રાણી વિષે કેટલો પ્રેમ રાખે છે, તેની સમજ મને પડી; અને આપણે બુદ્ધિમાન મનુષ્ય હોવા છતાં આપણા દેશબંધુ વિષે આવો પ્રેમ રાખતા નથી. તેથી મારા મનમાં મને શરમ લાગી. પછી હું ખિન્ન થઈ ઘેર પાછો ફર્યો. તથા જે થોડી બીના મેં આજે જોઈ, તેનાથી આપણને પુષ્કળ શીખવાનું મળે છે; એમ મનનું સમાધાન કર્યા વગર રહેવાયું નહિ.

તેણે મદનને શાબાશી આપી; અને સદાશિવને કહ્યું, કે છતી આંખે આંધળો કહેવાય એવું તે કર્યું. આંધળો છોકરો અને દેખતો છોકરો તે બેમાં આટલો ફેર.



# પાઠ ૧૩—કુહાડી

ભુજંગી છંદ



પિતાની કુહાડી લઈ બાળ નાનો,
બન્યો ભાયડો હોય બા'દુર શાણો;
કરે ઘાવ કાપે કંઈ ચીજ ભાળે,
ગયો ખેલતો ગામ ઝાંપે તળાવે. ૧

હલાવ્યું જરા માછલે નીર ત્યાંહી,
નિહાળ્યું કંઈ બાળકે પાણી માંહી;
ડર્યો બાળ દીલે પડી તો કુહાડી,
રડ્યો તે ઘડી ત્યાં બહુ ચીસ પાડી. ૨

સદા પાણીમાં ઝૂલતાં ને સમાતાં,
સુણી સાદ આવ્યાં ભલાં દેવી માતા;
વદે દેવી લે આ રૂપાની કુહાડી,
કહે બાળ માતા નથી એવી મારી. ૩

બીજી વાર સોનાની લાવી બતાવી,
નહિ એ કહે બાળ માથું હલાવી;

મને તો ગમે મારી સારી કુહાડી,
ભલાં માત દો પાણી માંહેથી કાઢી. ૪

દોહરો

દેવીએ કાઢી દીધી, બોલી બાળકસાથ;
સુખ સંપત હોજો તને, મે'ર કરે જગનાથ.

( બીજી ચોપડી )

---

## પાઠ ૧૪—કોઈએ કોઈની મશ્કરી કરવી નહિ

---

કેશવ નામનો એક છોકરો હતો. તે ઘણો હોશિયાર, રૂપાળો, નિયમસર અભ્યાસ કરનારો, તથા ટાપટીપથી રહેનારો હતો. પણ તેનામાં એક મોટો દુર્ગુણ હતો. બીજાનામાં કંઈને કંઈ ખોડ કાઢી હસતો. એક વખત પોતાના વર્ગના છોકરાને ચીબો કહી તેની ચેષ્ટા કરી. તે બીજો છોકરો શરીરે બળવાન હતો. તેણે ચીડાઈને કેશવને જોરથી તમાચો લગાવ્યો. તેથી કેશવ શિક્ષક પાસે આ તકરાર લઈ ગયો.

શિક્ષકે તેમની તકરાર સાંભળી, અને કેશવને કહ્યું કે હું તને શાણો સમજતો હતો; અને તું

સારો અભ્યાસ કરી ઉપર નંબર રાખે છે તે જોઈ મને સંતોષ થયો હતો; પણ બીજાની ખોડ કાઢી, તેને હસી કાઢવાનો તારો સ્વભાવ જોઈ, મને બહુ માઠું લાગે છે. તેં એક છોકરાની ખોડ કાઢી તેને ચીબો કહ્યો, તેટલા માટે તેણે તેને માર્યો. તેણે અન્યાય કર્યો છે, એમ મને લાગતું નથી. તે છોકરો ચીબો હશે, પણ તેમાં તેનો પોતાનો દોષ શું ? ઈશ્વરે તેને નાનું નાક આપ્યું, તેમાં તેનો શો અપરાધ ? ઇશ્વરે તને એકજ આંખ આપી હોત અથવા તને છેક આંધળો બનાવ્યો હોત, તો તેમાં તારી ચૂક છે એમ તને લાગત કે ? તે વખત બીજા છોકરાઓ તને આંધળો કહી ચીડવે તો તને ગુસ્સો લાગે કે નહ ? અને તારા શરીરમાં જોર હોય તો તું તે છોકરાને કેવો મારે ? માણસના રૂપમાં કંઈ કમીપણું હોય તો તેમાં આપણી ભૂલ નથી. જે વાત આપણા હાથની નથી, જે પ્રભુની કરણી છે, તેને વાસ્તે હસવું એ માણસનો નહિ પણ ઈશ્વરનો અપરાધ કર્યા બરોબર છે. બીજાને હસતાં પહેલાં પોતાનામાં કેટલી ખોડ છે તે તો જોવું જોઈએ કે નહિ ? તારા રૂપમાં કાંઈ મણા નથી, તું ખુબસુરતીનું પુતળું છે, એવું તું માને છે ? તારા દેખા-

વમાં ખોડજ કાઢવી હોય, તો શું અમને ખોડ કાઢતાં આવડતું નથી ? તારા દાંત આગળ આવેલા છે, તારી એક આંખ બીજી આંખ કરતાં નાની છે, તારૂં મોં લાંબું છે, આવી ખોડ જેટલી કાઢવી હોય તેટલી કાઢતાં આવડે. તને કોઈ દંતવો કહે, અથવા બીજું કાંઈ નામ પાડે, તો શું તું મુગો મુગો બેસી સાંભળી રહેશે ? પ્રભુએ જેવું રૂપ આપ્યું તેવું ખરૂં, એમ તું તરતજ કહેશે. જા, ફરીથી આમ કરીશ નહિ. શિક્ષકનું આ ભાષણ સાંભળી કેશવ શરમાઈને પાછો ગયો.

---

## પાઠ ૧૫—હમણાં આવી

---

છગનલાલે એક કુતરી પાળી હતી. તે થોડા દિવસ ઉપર વિઆઈ હતી. તારા તેનાં બચ્ચાં જોડે બહુ રમતી તો પણ ધરાતી નહિ. કુરકુરીઆં પણ બહુજ રમતીઆળ હતાં, તે તારાના શરીર ઉપર ચઢે, તેનું દીલ ચાટે, તેના માથાના વાળ તાણે, આથી તારાને મોટી ગમ્મત લાગતી.

એક વખત તારા કુરકુરીઆં સાથે રમતી હતી, ત્યારે તેની બાએ જમવાને બૂમ પાડી 'હમણાં આવી' કહી બચ્ચાં જોડે રમ્યાંજ કર્યું. બે મિનિટ થઈ, ચાર થઈ, દશ થઈ, પણ તારાએ તો રમ્યાંજ કર્યું ! તે જમવાનું ભુલી ગઈ. છગનલાલે તથા તેના ભાઈઓએ, થોડોક વખત સુધી તારાની વાટ જોઈ, પણ ને આવી નહિ એટલે મંડળી જમવા બેઠી.

અહીં તારા બચ્ચાં સાથે રમતી હતી એટલામાં કુતરી ત્યાંથી થોડે આઘે ગઈ, અને ભસી બચ્ચાંને બોલાવ્યાં. તરતજ બચ્ચાંઓ રમવાનું છોડી તેની પાછળ ગયાં. તારાએ બહુએ બોલાવ્યાં પણ તે આવ્યાં નહિ. ત્યારે નિરુપાય થઈ ઘરમાં જઈ જુએ છે તો બધાં જમવા બેસી ગયેલાં; તેથી તેને ખોટું લાગ્યું, અને તેણે હાથ પગ અફાળી ધમપછાડ કરવા માંડી. ત્યારે તેની બાએ પૂછ્યું, તારા, ધમપછાડ શું કરવા કરે છે ? બચ્ચાં સાથે રમવાથી તારૂં પેટ ભરાઇ ગયું હશે, એમ સમજી અમે જમવા બેઠાં, એમાં તને ખોટું શેનું લાગ્યું ? તારાએ કહ્યું કે 'હમણાં આવી' એમ મેં કહ્યું હતું કે નહિ? બા કહે હમણાં એટલે ક્યારે ? તારૂં 'હમણાં' એટલે અડધો પોણો કલાક, એની મને શી ખબર?

તારાને આનો કાંઇ જવાબ સૂઝયો નહિ, તે મૂગે મોઢે હાથપગ ધોઇને જમવા બેઠી. જમતાં જમતાં બચ્ચાંની વાત કાઢી. તેનાથી બોલાઈ ગયું કે કુતરીએ બોલાવતાંની વારજ બધાં બચ્ચાં મૂગાં મૂગાં તેની પાછળ ગયાં, મેં તેને પાછાં બોલાવવાની પુષ્કળ ખટપટ કીધી પણ તે આવ્યાં નહિ. આટલુંજ બોલીને તેણે પોતાની જીભ કરડી, તેને એમ લાગ્યું કે કુતરીનાં બચ્ચાંએ મારા કરતાં વધારે ડહાપણ બતાવ્યું એમ જરૂર આ લોકો કહેશે. એટલે તે જાતેજ બોલી ઊઠી, બા મારાથી ચૂક થઇ ખરી; પણ હું બચ્ચાં પાસેથી એક પાઠ શીખી છું. હવે ફરી મારાથી આવી ચૂક થશે નહિ. તારાનું આવું ડહાપણભરેલું ભાષણ સાંભળ તેની બા તથા બધાંને બહુ આનંદ થયો.



## પાઠ ૧૬—ફરી ફરીને કામ કરવા વિષે

દોહરા

કરતાં જાળ કરોળીઓ, ભોંય પડી ગભરાય;
વણ તૂટેલે તાંતણે, ઉપર ચઢવા જાય.
મે'નત તેણે શરૂ કરી, ઉપર ચઢવા માટ;
પણ પાછો હેઠે પડ્યો, ફાવ્યો નહિ કો ઘાટ.
એ રીતે મંડ્યો રહ્યો, ફરી ફરી બે ત્રણ વાર;
પણ તેમાં નહિ ફાવતાં, ફરી થયો તૈયાર.
હિંમત રાખી હોંસથી, ભીડ્યો છઠ્ઠી વાર;
ધીરજથી જાળે જઈ, પોં'ચ્યો તે નિધાર.
ફરી ફરીને ખંતથી, યત્ન કર્યો નહિ હોત;
ચગદાઈને પગ તળે, મરી જાત વણ મોત.
એ રીતે જો માણસો, રાખી મનમાં ખંત;
આળસ તજી મે'નત કરે, પામે લાભ અનંત.

( બીજી ચોપડી )

## પાઠ ૧૭—આ બેમાં સારૂં કોણ ?

એક રાજા હતો. તેણે લોકો પાસે કર તરીકે નાણું ઉઘરાવી ખજાનો ભરપૂર કર્યો હતો; પણ પૈસાનો ઉપયોગ લોકહિતમાં કરવો જોઈએ તે

કરતો નહિ. લોકોને માટે તેણે તળાવ બંધાવ્યાં નહિ, કે કુવા ખોદાવ્યા નહિ. પોતાના મોજ-શોખમાંજ માત્ર જોઈએ તેટલો પૈસો તે ઉડાવતો હતો.

એક વર્ષે વરસાદ બીલકુલ પડ્યો નહિ; એટલે ધાન્ય પાક્યું નહિ અને દુકાળ પડ્યો. લોકોને ખાવાને અનાજ મળે નહિ. નદી, નાળાં, કુવા બધાં સૂકાઈ કોરાંકટ થઈ ગયાં. લોકોને પીવાનું પાણી સુદ્ધાં મળે નહિ. ત્યારે તે રડતા રડતા રાજા પાસે ગયા અને અમારે માટે ખાવા પીવાની કાંઈ પણ વ્યવસ્થા કરો. એવી અરજ કરવા લાગ્યા. ત્યારે રાજાએ તેમને કહ્યું "તમે કેટલા મૂર્ખ છો! વરસાદ આવ્યો નહિ, તેથી અનાજ પાક્યું નહિ તે મને કબુલ છે; પણ અનાજ નથી તેથી રડવું શું કરવા આવ્યું! ઘી ખાંડ ખાઈને દિવસ કેમ કાઢતા નથી? પીવાનું પાણી નથી એમ કહો છો, ત્યારે તમારી આંખમાંથી આંસુ ક્યાંથી આવે છે?"

રાજાના આ ભાષણપરથ તેનામાં કેટલી અક્કલ હતી, અને તેનું મન કેટલું ક્રૂર હતું તે દેખાઈ આવ્યું.

તેજ સમયમાં તે દેશમાં એક ગૃહસ્થ હતો. તેની પાસે પુષ્કળ ધન હતું. તેથી તેને તથા તેનાં કુટુંબનાં માણસોને ખાવાપીવાનું જોઇએ તેટલું મળતું; પણ એકંદર ગરીબ લોકોની સ્થિતિ જોઇ તેને અતિશય દુઃખ થતું હતું. આ દુઃખથી તે ઘણોજ દયાળુ થઇ ગયો હતો. તે ગરીબ ગુરબાંને રોજ અનાજ વહેંચતો. તે કહેતો કે મેં એકઠો કરેલો પૈસો હું મરીશ ત્યારે મારી જોડે આવવાનો નથી. હું મોજમઝામાં તે ખરચીશ તો હું એકલો સુખી થઈશ ખરો; પણ બધાજ લોક રડે, અને હું એકલો હસું, એમાં મનુષ્યપણું કયાં રહ્યું ? તેના કરતાં લોકોમાં અનાજ વહેંચવામાં એ પૈસો હું ખરચીશ તો જરૂર સેંકડો મનુષ્યના પ્રાણ બચાવી શકીશ. આથી તે મારૂં નામ લેશે. મરણ પછી પણ પુષ્કળ માણસો જેનું નામ સંભારે તેજ ખરો માણસ.

હવે છોકરાંઓ કહો જોઇએ, રાજા અને આ શ્રીમંત માણસ બેમાંથી સારૂં કોણ ?



## પાઠ ૧૮—નકામો કજીયો

બે માણસો એક ગામ જતા હતા. ચાલતાં ચાલતાં રસ્તામાં એક બહુ સારી જમીન નજરે પડી. તે જોઈ એક જણ બોલ્યો, આહા ? કેવી સરસ જમીન છે ! એ જો આપણને મળે તો મઝા આવે ! બીજાએ કહ્યું કે સમજ, આ જમીન તને કોઈએ આપી, તો તું એકલોજ તે લેશે, કે મને પણ કંઈ આપશે ?

પહેલો માણસ–હું એના બે સરખા હિસ્સા કરીશ. એક તને આપીશ અને બીજો હું રાખીશ.

બીજો–તું તારા હિસ્સાની જમીનમાં શું કરશે ?

પહેલો—હું મારા ભાગની જમીનમાં ફૂલનાં ઝાડ વાવીશ, અને સરસ બાગ બનાવીશ. તું શું કરશે ?

બીજો—હું મારી ભાગમાં ઘાસ ઉગવા દઈશ, અને ગાય, ભેંસ, બળદ વગેરે મૂગાં પ્રાણીઓને સુખે ચરવા દઇશ.

પહેલો—હું તને તેમ નહિ કરવા દઉં. તારાં જાનવરો મારા બાગમાં ધુસી જઈ મારાં ફૂલ ઝાડની ખરાબી કરે.

બીજો—મારા જમીનમાં હું ફાવે તેમ કરૂં. મને મના કરનારો તું કોણ ?

પહેલો—હું કોણ ? બતાવું તને હું કોણ તે ?

આ પ્રમાણે સહેજ શરૂ થયલું બોલવાનું આખરે હાથોહાથપર આવ્યું, અને મારામારી શરૂ થઈ. તે વખતે કેટલાક લોકો રસ્તેથી જતા હતા. તેઓ વચ્ચે પડયા, અને મારામારીનું કારણ પૂછવા માંડયું. ત્યારે બેઉ જણાએ પોતપોતાની હકીકત કહી સંભળાવી. આ સાંભળી તે બધાને બહુ હસવું આવ્યું, અને બોલ્યા તમે કેવા ગાંડા માણસો છો ! જમીન કોની ? તમને આપવા નીકળ્યું કોણ ? અમથા લડો છો શું કરવા ? નાહકનો જીવને ત્રાસ શું કરવા આપો છો ? તેના કરતાં એકે પોતાની જમીનમાં સરસ્વતીનું મંદિર બંધાવવું, અને બીજાએ પોતાની વાડીમાંથી રોજ ફૂલ તોડી સરસ્વતીને ચઢાવવાં અને પ્રેમ તથા આનંદથી રહેવું, એવો કરાર કેમ કરતા નથી ? આવો નકામો કજીઓ શું કરવા જોઈએ ?

---

# પાઠ ૧૯—ઈશ્વરની પ્રાર્થના

---

### પ્રભાત

આપજો આપજો, સારૂં સઘળું મને,
હે પ્રભુ આજ આખા દિવસમાં;
બાલ ગણી વા'લ મારા ઉપર આણજો,
જેથી હું રહું બધો દિવસ સુખમાં.
આપજો આપજો બુદ્ધિ બહુ આપજો,
રાખજો મારૂં આ શરીર સારૂં;
આપજો આપજો સારી મતિ આપજો,
જેથી હું કામ ન કરૂં નઠારૂં.
આપજો આપજો સદ્દગુણો આપજો,
આપજો વળી બહુ શુભ વિચારો;
આપજો આપજો આપની ભક્તિને,
આપજો વળી મને સંગ સારો.
આપજો આપજો મીઠી વાણી મને,
રાખજો મારૂં મન ખૂબ રાજી;
સૌનું હું કામ કરૂં એવું બળ આપજો,
સૌની સેવા કરૂં જેથી ઝાઝી.
સૌથી બહુ આપજો આપ પ્રભુની કૃપા,

જેથી મળશે મને જે હું માંગું;
માગ્યું નથી સારૂં જે તેહ પણ આપજો,
એટલું બોલી હું પાય લાગું.

શ્રીમદ્ ઉપેન્દ્ર

---

## પાઠ ૨૦—કુદરતના નિયમ

---

ઉનાળાના દિવસ હતા. બપોરનો વખત. ચારે તરફથી ઉનો પવન વાતો હતો. આવે વખતે રમણ ઘરનાં માણસોની નજર ચૂકાવી, પોતાના મિત્રો જોડે ગીલ્લીદંડા રમવા ગયો. ગામ બહાર ઉઘાડા મેદાનમાં બે ત્રણ કલાક તેમની રમત ચાલી. તાપમાં દોડવાથી તેનું મોં લાલ થઈ ગયું હતું, અને તરસથી ગળું સૂકાઈ ગયું હતું. આથી થોડો સમય રમવાનું બંધ કરી તે પાસેના કુવા ઉપર પાણી પીવા ગયો. કુવાનું પાણી સ્વચ્છ, ઠંડું અને મીઠું હતું. રમણ ઘણું પાણી ગટગટાવી ગયો. ને એટલું તો પીધું કે તેનું પેટ નગારાં જેવું ફૂલ્યું. પછી તેનાથી રમાય નહિ તોપણ સોબતીઓના આગ્રહથી રમ્યા કર્યું. આથી તેના

પેટમાં અમળાવા લાગ્યું. તે ઘેર આવ્યો, અને માથું દુઃખે છે કરી સૂઈ ગયો. તરતજ તેના શરીરમાં તાવ ભરાયો.

તેની માને આ વાતની ખબર પડી, ત્યારે તેણે તેને ઔષધ આપ્યું. આથી પેટમાંની કળ નરમ પડી. તાવ થોડો ઉતર્યો, અને માથું દુઃખતું બંધ રહ્યું. ત્યારે તેની માએ તેને પૂછ્યું ભાઈ રમણ, ખરૂં કહે. બપોરે તું તાપમાં ક્યાં ગયો હતો, અને શું કર્યું? માએ એટલા પ્રેમથી આ પૂછ્યું, કે રમણથી જુઠું બોલાયું નહિ. તેણે બધી ખરી હકીકત કહી. હું રમીને થાકી ગયો, તેથી મને એટલી બધી તરસ લાગી કે પાસેના કુવે જઈ પાણી કાઢયું. તે એટલું બધું મીઠું લાગ્યું કે પેટ ભરીને પીધું. મને શી ખબર કે પાણી એટલું ખરાબ છે કે તે પીતાં વારજ પેટમાં દુઃખશે! તેની માએ કહ્યું પાણીનું ખોટું નામ ન લઈશ. પાણીની ચૂક નથી, તારીજ ભૂલ છે. શરૂઆતમાં તો આટલા તાપમાં તું રમ્યો એ તારી પહેલી ભૂલ. રમીને થાક્યા હોઈએ અને પુષ્કળ તરસ લાગે, ત્યારે મોં પલાળવા પુરતો પાણીનો કોગળો ભરવો; પણ તેમ ન કરતાં તું પેટ ફૂલ્યું તેટલું પાણી ગટગટાવી ગયો એ બીજી ભૂલ;

અને પાણીથ પેટ ભરી ફરીથી તરતજ રમવા મંડયો એ ત્રીજી ચૂક. આ કુદરતે નિર્માણ કરેલા ત્રણ નિયમોનો તેં ભંગ કીધો. તેટલા માટે કુદરતે તને શિક્ષા કરી છે.

બા, પણ આ કુદરતના નિયમ કયાં લખ્યા હશે ? જો લખાયા ન હોય, તો અમને બાળકોને શી ખબર પડે ? આ પ્રમાણે રમણે માને કહ્યું. ત્યારે તેણે જવાબ દીધો, દીકરા, કુદરતના નિયમ માણસને અનુભવથી સમજાય છે. તેવો અનુભવ ઘરના વડીલ માણસોને છોકરાં કરતાં વધારે હોય છે. તેથી મોટાં માણસો કહે તે બાળકોએ સાંભળવું જોઈએ. તેમાં તેમનું કલ્યાણ રહેલું છે. તાપમાં ઘણો વખત ફરવું હરવું નહિ, થાકીને આવ્યા હોઈએ ત્યારે એકદમ પાણી પીવું નહિ, થોડા વખત પછી થોડું પાણી પીવું, અને ખાઈને તરત અથવા પાણી પીને તરત રમવું નહિ, એમ હું તને રોજ કહું છું, પણ તું કયાં સાંભળે છે ? હવે તને અનુભવ થયો. માટે હવે તો ડાહ્યો થજે અને કુદરતના નિયમ પાળજે.

---

# પાઠ ૨૧—ગામ અને શહેર

———

શહેર—મારે ત્યાં રહેનારાને હું પુષ્કળ ધન આપી શ્રીમંત કરૂં છું, તેને પાણી લાવવાનો શ્રમ પડે નહિ, માટે પાણીના નળ આણી આપું છું, રસ્તામાં અજવાળું પડે માટે ફાનસ મૂકું છું, રસ્તા સાફ રાખું છું, છતાં લોકો મને ખરાબ ગણે છે. તારે ત્યાં આ બધી બાબત નથી હોતી, છતાં તને લોકો સારૂં ગણે છે. એનું કારણ શું ?

ગામ—અરે ભાઈ, તું તેમને પુષ્કળ સુખ આપે છે. ખરૂં, પણ તેની સાથે તેટલું દુઃખ પણ આપેછે. તારે ત્યાં છાણ માટી પણ લોકોને વેચાતાં લેવાં પડે છે, તારે ત્યાં બધીજ વસ્તુઓ બજારમાં મોંઘી મળે છે, તારે ત્યાં રહેનારાને ધન પુષ્કળ મળે છે, તેવો ખર્ચ પણ પુષ્કળ કરવો પડે છે.

શહેર—એતો ઠીક, પણ હું તેમને નાના પ્રકારની મિઠાઈ, ફળ, શાકભાજી વગેરે લાવી આપું છું, છતાં લોકોના ચહેરા જોયા હોય તો કેટલા ફિક્કા? રોજ

લોકો માંદા, અને ગટાગટ ઓસડ પીવાના. તારે ત્યાં તો સૂકો રોટલો ખાવાનો, પણ તે કેવા હૃષ્ટ પુષ્ટ અને ગોળમટોળ હોય છે! એનું કારણ શું?

ગામ–અરે! એનું કારણ તો ઉઘાડુંજ છે. જાત જાતના મીઠા તથા મસાલાવાળા તીખા તમતમા પદાર્થ ખાવા, ચા પીવી, અને કદી ખુલ્લી સ્વચ્છ હવામાં કસરત કરવી નહિ, આ કારણોથી ખોરાક પચાવવાની માણસની શક્તિ કમી થાય છે. અન્ન પચે નહિ તો શક્તિ કયાંથી આવે? પછી જાત જાતના રોગ થાય, અને હાથમાં બાટલી લઈને ડાકટરને ઘેર જવું પડે. મારે ત્યાં તૈયાર કરી રાખેલી કંઈ વસ્તુ મળે નહિ. દરેક બાબતમાં માણસને શ્રમજ કરવો પડે છે, તેથી તેને આપો આપજ કસરત કરવી પડે છે, ઘર પણ આવાં આઘાં અને માણસની વસ્તી પણ ઘણી નહિ. તેથી રાત દિવસ તેને ખુલ્લી સ્વચ્છ હવા મળે. તારે ત્યાં રહેનારા લોકોને ખાધેલું પચતું ન હોવાથી તેને ખાવાની રુચિ થતી નથી ત્યારે ખાસ જમવાના પાદર્થોમાં મસાલો નાંખી રુચિ લાવવી પડે છે; પણ તેથી તે પદાર્થ પચવામાં જડ થવાથી પ્રકૃતિ વધારે બગડે છે. મારે ત્યાં કસરત ઘણી થવાથી, ભૂખ એની

ભેળે લાગવાથી, લોકોને રોટલો ને મીઠું સારૂં લાગે છે. સિવાય તારે ત્યાં શુદ્ધ, તાજું, અને પાણીના ભેળ વગરનુ દૂધ મળતું નથી. ઘીમાં પણ ચરબીની મેળવણી હોય છે. મારે ત્યાં એવી લુચ્ચાઈ થતી નથી. જે પદાર્થ મળે, તે તાજો અને શુદ્ધ હોય છે. પછી આવા પદાર્થ રોજ જેને ખાવા મળે, તે સારા હૃષ્ટપુષ્ટ અને તાજામાજા દેખાય તેમાં શી નવાઈ!

## પાઠ ૨૨—ઉંદરને

ગઝલ

ખણીને ખોતરી ખાધું; કર્યું આ ઘર બધું પોલું,
હવે કૈં રહેમ લાવીને; સિધાવો તો ઘણું સારૂં.
ન દીધાં'તાં નિમંત્રણ કૈં, વગર તેડ્યા ધસી આવ્યા,
હવે સિધાવવા વિનતિ, સિધાવી જાવ ઓ મામા!
કરો બસ માફ હાવે તો ઘણું વેઠ્યું હમે હદથી,
વધુના તાર ખેંચાશે ન તો જાશે નકી તૂટી.

ન ઘરનો એક ખૂણોએ તમે રાખ્યો સમો સાજો,
હતા કોઠાર ને ઢગ ધાન્ય તે ચોકખાં કર્યાં સર્વે.
ન મૂકયાં અંગ વસ્ત્રોયે કરડવાં તીવ્રદંતીજી.!
છતાં જાણે પડયું ઓછું ફૂંકીને દેહયે કરડી!
અરે ભુંડા જરાયે તો હૃદય કે ન્યાયને ધારો,
ન ખોદો ખાવ તેનું તો પ્રભુની બીક કૈં રાખો.
તમારા ત્રાસથી થાકી, હવે તોબા કરૂં બાપુ!
ઉરે કૈં એમ આવે કે મીની માશી જઈ યાચું.
પરન્તુ કાઢતાં બકરૂં ધુસે જો ઉંટ ટરૂં તેથી,
ઉભયનું હિત વિચારીને સિધાવો છેલ્લીએ વિનતિ.



# પાઠ ૨૩–ખરી શોભા

એક ગરીબ ડોશી હતી. તેને ધણી મહેનત મજુરી કરી પેટ ભરતો હતો. પછીથી તે પણ માંદો થયો અને મરી ગયો. ત્યારે તે બાઈની સ્થિતિ ઘણી ખરાબ થઈ ગઈ. પણ તે ઘણી ડાહી, અને ઉદ્યોગી સ્ત્રી હતી. તે ઝાડનાં સૂકાઈ ગયેલાં ડાંખળાં એકઠાં કરી ભારી બાંધી વેચતી, અને બેચાર પૈસા પેદા કરતી. લોક ઘરમાંથી કચરો ફેંકી દેતા, તેમાંથી ખાલી દીવાસળીનાં ખોખાં ને રદ્દી કાગળ એકઠાં કરી, નાનાં છોકરાં માટે રમવાની વસ્તુઓ બનાવતી, અને તેમાંથી મળતા પૈસા ઉપર ગમે તેમ કરી પોતાનું ગુજરાન ચલાવતી. તેના ઘર પાસે થઈને રાજા રોજ ફરવા જતો, તેણે આ બાઈને રોજ આ ઉદ્યોગ કરતાં જોઈ. એક વખત રાજાને તેની દયા આવી, અને તેણે જમીનને એક નાનો કટકો તેને આપ્યો, ત્યારથી તે બાઈ તે જમીનમાં પુષ્કળ મન ઘાલી કામ કરવા લાગી. તેણે તે જમીનમાં નાનાં ફૂલ-ઝાડ રોપ્યાં. લોકો પાસે ફૂલના બીયાં માગી

લાવી તે પણ રોપ્યાં અને નાનો પણ સુંદર બગીચો તૈયાર કર્યો. તે એવોતો સ્વચ્છ રાખતી એક સુકી ડાંખળી, કે સૂકું પાંદડું પણ તેના બગીચામાં કોઈ જગાએ નજરે પડતું નહિ. રાજા જયારે તે બગીચા પાસે થઈને જાય, તે વેળા આ સર્વ તે ધારી ધારીને જુએ.

એક વખત રાજાના મનમાં આવ્યું, કે આપણે એક મોટો મહેલ બંધાવીએ. તેને વાસ્તે તેનો અધિકારીવર્ગ સારી જગા શોધવા મંડયો. તે લોકોએ પેલી ડોશીએ બનાવેલા બગીચાવાળી જગા પસંદ કરી, અને રાજાને ખબર કરી, કે એક સારી જગા શોધી કાઢી છે. રાજા તે જગા જોવા ગયા. જુએ છે તો પેલી ગરીબ ડોશીના બગીચાની જગા. મેહેલ બાંધવા વાસ્તે તે જગ્યા ખરેખર સુંદર હતી. પણ ત્યાં રાજમહેલ બાંધવો એટલે આટલા દિવસ મહેનત કરી ડોશીએ બનાવેલો સ્વચ્છ બગીચો તોડી નાંખવો ? તેથી રાજાએ કહ્યું, એ જગા નહિ જોઈએ, આપણે પેલી તરફની જગા લઈશું. ત્યારે અધિકારીઓએ કહ્યું, પણ રાજવાડા પાસે આવો ભિખારી બગીચો શોભવાનો નથી, તેટલા વાસ્તે પણ આપણે તે ભાંગી નાંખવો પડશે. આ સાંભળી રાજા અધિ-

કારીઓ ઉપર ખૂબ ગુસ્સે થયો, અને કહ્યું, નહિ, આ ભાંગવાનો નથી. કારણ કે આ બગીચા તરફ નજર કરે, તો અમારા જેવા આળસુ અને મોજમઝામાં દિવસ ગાળનારને શરમ લાગે, અને આ ડોશીના જેવો સતત ઉદ્યોગ કરવો, એમ મનમાં આવે. બાઈના બગીચાને લીધે રાજમહેલની શોભા કમી થશે ખરી, પણ આપણા રાજ્યની શોભા વધશે. રાજાનું કહેવું ખરૂં હતું. માણસની તેમજ રાજ્યની ખરી શોભા ઉદ્યોગથીજ છે.

## પાઠ ૨૪—સ્વદેશ પ્રેમ

પ્રિયકર હિંદુસ્તાન ! અમારૂં—
પ્રિયકર હિંદુસ્તાન !
એજ સુખોની સૌભાગ્યોની,
સર્વ ગુણોની ખાણ;
ખરેખર સર્વ ગુણોની ખાણ ! ૧
ચિંતા એની કરૂં સર્વદા,
એનું ધરૂં અભિમાન !
ખરેખર એનું ધરૂં અભિમાન. ૨

અર્પું ધનને, અર્પું મનને,
અર્પું મોંઘા પ્રાણ. !
ખરેખર અર્પું મોંઘા પ્રાણ ૩

સ્વદેશ સેવા રૂચે ન તે નર,
દેહ જેવો નિષ્પ્રાણ,
ખરેખર કેવળ તે નિષ્પ્રાણ. ૪

હિંદી નહિ તે જાણ, અમારૂં,
પ્રિયકર હિંદુસ્તાન !
અમારૂં પ્રિયકર હિંદુસ્તાન. ૫

( મરાઠી ઉપરથી )

---

## પાઠ ૨૫—સમય પાલન

---

વખતસર કામ કરવાની ટેવ બહુ જરૂરની છે. કોઇપણ ધંધામાં, પછી તે ઉંચો કે સામાન્ય હોય પણ જો સફળતા મેળવવી હોય તો દરેકજ માણસે સમયપાલનની ટેવ પાડવી. આ ગુણ ન હોવાથી ઘણા માણસોની જીંદગી નિષ્ફળ નીવડી છે. જે માણસ કોઇને મળવાનો વાયદો ચૂકે છે, તે માણસ પારકાના સમયનો બેફીકરથી બગાડ કરે છે.

અમેરિકાના યુનાઇટિડસ્ટેટ્સના પહેલા પ્રમુખ વૉશિંગ્ટન એટલા બધા સમયપાલક હતા, કે જ્યારે જ્યારે તે અમેરિકાની મહાસભામાં જતા, ત્યારે દરવાજામાં પેસતાં બાર વાગ્યાના ટકોરા સંભળાતા. એક વખત એમના મંત્રી વખતસર ન આવ્યા અને પોતાની ઘડિયાળ પાંચ મિનિટ મોડું હોવાનું જણાવ્યું. પ્રમુખશ્રીએ તુરતજ જવાબ આપ્યો કે તમે નવી ઘડિયાળ લાવો, નહિ તો હું નવો મંત્રી લાવું.

સમયપાલનની ટેવ નાનપણથી ઘણી સહેલાઇથી પાડી શકાય છે. એ કાંઈ અકસ્માતથી કે કુદરતી બક્ષિસ તરીકે મળી શકતી નથી; પણ ખંતથી યત્ન કર્યા કરીએ તોજ મળી શકે છે. એક વખત એ ટેવ પડી ગઈ કે આપણી આખી જીંદગીનું કામ સહેલાઈ અને આનંદથી કરી શકીએ છીએ. સમયસર આપણી જગાએ હોવું, શાળામાં ઘંટ વાગતાં પહેલાં હાજર થવું, આપણુ કામ વાયદાસર કરવુ, આ બધી ઉમદા ટેવો છે.

ધંધામાં સફળ થયલા માણસો વખતની કિંમત સમજે છે, તેઓ પોતાની મિનિટે મિનિટ અને પળેપળનો હિસાબ રાખે છે, તેઓ હંમેશા ખંતથી ઉદ્યમ કરે છે.

જ્યાં સુધી વખતની કરકસર ન થાય ત્યાં સુધી કોઈ પણ માણસ સમયપાલન કરી શકતો નથી. શાળામાં કોઈ વિદ્યાર્થી મોડો આવે તો શિક્ષકનો તેમજ વખતસર હાજર રહેનાર વિદ્યાર્થીઓનો વખત નકામો જાય છે, અથવા લેસન આગળ ચાલી જાય તે તેઓ શીખતા નથી, અને શિક્ષક જો મોડા આવે તો વિદ્યાર્થીઓનો વખત બરબાદ જાય છે, અને તે શાળા અનિયમિત ગણાય છે. મોટાઓએ જાતે વખતસર હાજર રહેવાની ટેવ પાડી હોય તો બાળકો તેમનું અનુકરણ કરી, સમયપાલનની ટેવ પાડે છે.

---

## પાઠ ૨૬—ધાતુઓ

સોનું, રૂપું, તાંબું, કલાઈ, સીસું, જસત અને લોઢું એ ધાતુ કહેવાય છે. બધી ધાતુઓ એક સરખી હોતી નથી. દરેક ધાતુ એકબીજાથી બહુ જુદા ગુણો ધરાવે છે. કેટલીક ધાતુ ઘણી કઠણ હોય છે, કેટલીક નરમ હોય છે, કેટલીક વજનમાં બહુ ભારે છે, કેટલીક હલકી છે, અને કેટલીક ચળકે છે.

ધાતુઓમાં લોઢું સૌથી કઠણ છે, એને કેટલાક લોખંડ પણ કહે છે. સીસું સૌથી નરમ છે. સોનું સૌથી ભારે છે. સોનું, રૂપું અને તાંબું માંજીને સાફ કર્યું હોય તો તે બહુ ચળકે છે. સીસું અને જસત એટલાં ચળકતાં નથી.

બધી ધાતુનો રંગ એક સરખો નથી. સોનું પીળું છે, તાંબું લાલ છે, અને બીજી ધાતુઓ સફેદ છે. લોખંડ અને સીસું ઘણીવાર કાળાં થઈ જાય છે, પણ તેને ઘસવાથી તે ચળકતાં થાય છે.

બધી ધાતુઓમાં લોખંડ સૌથી વધારે ઉપયોગી છે. કારણ કે તે સૌથી કઠણ છે. કોદાળી, કુહાડી, કરવત, ફરસી, તરવાર, ચપ્પુ, કાનસ, બંદુક, તોપ વગેરે પોલાદનાં બને છે. પોલાદ એ વધારે કઠણ અને સારૂં લોઢું છે. ખીલા, કડાં, સાંકળો, રેલના પાટા, વગેરે લોખંડનાં બને છે.

સોનારૂપાનાં ઘરેણાં બને છે, કેટલાક ધનવાન લોકોને ત્યાં થાળી, વાડકા, લોટા, પવાલાં, અને કપરકાબી ચાંદીનાં હોય છે. વળી સોનાના નાણાના સિક્કા પણ પડે છે. ગીની, અર્ધીગીની વગેરે સિક્કા સોનાના છે. નાણાના કેટલાક સિક્કા રૂપાના પણ થાય છે. જેવાકે રૂપીઓ, અડધો, પાવલી ને બેઆની.

તાંબાકુંડી, લોટા, લોટી પવાલાં, કથરોટ, ઘડા, ગાગર, દેગડા, ચંબુ વગેરે વાસણો તાંબાનાં બને છે. ચલણી નાણામાં ઢબુ, પૈસો, અધેલો, ને પાઈ એ તાંબાના સિક્કા છે.

તાંબું અને જસત મેળવવાથી પિત્તળ બને છે તે ઝાંખા પીળા રંગનું હોય છે. પિત્તળ તાંબા કરતાં કઠણ હોય છે, તેથી તેનાં તાળાં, મજાગરાં, કડાં, સાંકળો વગેરે બને છે, એ સિવાય થાળી, વાડકા, તપેલી, મોટાં તપેલાં, ઘડા, ગાગર, દેગડા, પવાલી, કથરોટ, લોટા, પવાલાં વગેરે વાસણો પિત્તળનાં થાય છે.

તાંબા પિત્તળનાં વાસણોમાં ખાટી ચીજ ભરીએ તો તે કટાઈ જાય છે, માટે તેના ઉપર કલાઈ દેવડાવવામાં આવે છે.

નિકલ નામની એક ધાતુ છે. નાણાના કેટલાક સિક્કા તેના હાલ ચાલે છે. જેવાકે અડધો, પાવલી, બેઆની અને આની.

———

# પાઠ ૨૭—દિશા

---

સૂર્ય તો તમે નિત્ય જુઓ છો. તે ઘણો પ્રકાશ આપે છે. સૂર્ય જે દિશામાં ઊગે છે તેને પૂર્વ દિશા કહે છે. કોઈ તેને ઉગમણી દિશા પણ કહે છે. સૂર્ય જે દિશામાં આથમે છે તેને પશ્ચિમ દિશા કહે છે. કોઈ તેને આથમણી દિશા પણ કહે છે. પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ ત્યારે ડાબા હાથ ભણી જે દિશા આવે તે ઉત્તર દિશા કહેવાય છે, ને જમણા હાથ ભણી જે દિશા રહે તે દક્ષિણ દિશા કહેવાય છે.

પૂર્વ અને ઉત્તરદિશા વચ્ચેના ખૂણાને ઈશાન ખૂણો કહે છે. પૂર્વ અને દક્ષિણ વચ્ચેના ખૂણાને અગ્નિખૂણો, દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેના ખૂણાને નૈઋત્ય ખૂણો, અને પશ્ચિમ તથા ઉત્તર દિશા વચ્ચેના ખૂણાને વાયવ્ય ખૂણો કહેવામાં આવે છે.

સવારમાં સૂર્ય પૂર્વ દિશામાં હોય છે, ત્યારે હરકોઈ વસ્તુનો પડછાયો પશ્ચિમ દિશામાં પડે છે. અને સાંજે સૂર્ય પશ્ચિમ દિશામાં હોય ત્યારે પડછાયો પૂર્વ તરફ પડે છે. એટલે કે હરકોઈ વસ્તુનો

પડછાયો પ્રકાશની સામી બાજુએ પડે છે. આ ઉપરથી પણ દિશા ઓળખી શકાય છે.

દહાડે સૂર્ય ઉપરથી કે પડછાયા ઉપરથી દિશા ઓળખી શકાય. પણ રાત્રે સૂર્ય ન હોય ત્યારે ધ્રુવના તારા ઉપરથી દિશા ઓળખવામાં આવે છે. આકાશમાં ઉત્તર દિશાએ એક તારો છે, તે બીજા તારાઓની માફક ફરતો નથી પણ એકજ જગાએ કાયમ રહે છે, તેને ધ્રુવનો તારો કહે છે. એ ધ્રુવના તારા ભણી મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ ભણી પૂર્વ દિશા આવે, પૂર્વ દિશા ઓળખ્યા પછી બીજી દિશા ઓળખવી મુશ્કેલ નથી.

સમુદ્રમાં દિશા ઓળખવી બહુ કઠણ પડે છે, માટે આગબોટ કે વહાણ ચલાવનારા પોતાની પાસે હોકાયંત્ર નામનું એક યંત્ર રાખે છે. તે યંત્રમાં એક કાંટો હોય છે, તેની અણી હંમેશાં ઉત્તર દિશા તરફજ રહે છે. આપણે તે યંત્રને ગમે તેમ હલાવીએ કે ફેરવીએ તોપણ તે કાંટો ઉત્તર તરફજ પોતાની અણી રહે એવી રીતે આવીને અટકે છે. એટલે દિશા ઓળખવામાં એ યંત્રપણ બહુ ઉપયોગી છે.

નકશામાં દિશા ઓળખવી હોય તો નકશાની ઉપલી બાજુ તે ઉત્તર દિશા, નીચેની બાજુ તે દક્ષિણ દિશા. નકશા તરફ મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ ભણીની પૂર્વ દિશા અને ડાબા હાથ તરફની પશ્ચિમ દિશા કહેવાય છે.

---

## પાઠ ૨૮—સુરત શહેર

---

તાપી નદીના કિનારા ઉપર સુરત એક મોટું શહેર છે. ગામ તથા કસ્બા કરતાં જેમાં ઘણાં ઘર અને ઘણી વસ્તી હોય, ઘણાં બજારો હોય, અનેક જાતના વેપાર રોજગાર અને બીજા ધંધા ચાલતા હોય તેને શહેર કહે છે. શહેરનાં ઘરો ઉંચાં અને છો, ઈંટ તથા પત્થરનાં બાંધેલાં હોય છે. કેટલાંક ઘર તો છ–સાત માળનાં પણ હોય છે. ગામનાં ઘર નાનાં, નીચાં અને માટીથી બાંધેલાં હોય છે.

સુરત શહેરના રક્ષણને માટે એની ચારે બાજુ ફરતો મોટો કોટ હતો; પણ હાલ તે કોટ ભાંગી ગયો છે, પણ કોઈ કોઈ ઠેકાણે તેની નિશાનીઓ છે. શહેરમાંથી બહાર જવા આવવાને બાર

દરવાજા છે. એ બાર દરવાજા ઉપર જકાતી માલ લઈને શહેરમાં દાખલ થનાર પાસે મ્યુનિસિપાલીટી તરફથી જકાત લેવામાં આવે છે.

સુરત શહેરમાં લગભગ ઓગણીસ પરાં છે, અને તે ઉપરાંત શહેરના મધ્ય ભાગમાં પણ ઘણા લત્તા છે. શહેરને બાર ભાગોળ છે, તેમાં બરાનપુરી ભાગોળ સૌથી મોટી છે, ત્યાં આખો દિવસ માણસોની મેદની હોય છે. શહેરમાં બજારો પણ ઘણાં છે. તેમાં ચૌટા બજાર અને બરાનપુરી ભાગોળનું બજાર એ મુખ્ય છે.

સુરત શહેરમાં સ્ટેશન, વિજળીનું કારખાનું, ટાવર, બજાર, કિલ્લો, મ્યુનિસિપાલીટીનું મકાન, હુન્નરશાળા, નગીનચંદનો હૉલ, હોપપૂલ, ઈમ્પીરીઅલ બેંક, રાણીનો બાગ, સિવિલ હોસ્પિટલ, અનાથ બાળાશ્રમ વગેરે જોવાલાયક છે. અઠવા દરવાજા બહાર વનિતા વિશ્રામ અને કૉલેજ આવેલાં છે.

સુરત શહેરની બરફી, ઘારી, સેવગાંઠીઆ, જરીકામ, કોતરકામ, વગેરે વખણાય છે સુરતનું જમણ પણ વખણાય છે.

સુરત શહેરમાં કાપડની ત્રણ મીલ, કપાસ લોઢવાનાં બેત્રણ જીન અને કેટલાંક છાપખાનાં છે.

સુરતમાં ઘણા મંદિરો છે. તેમાં વૈષ્ણવોનું મોટું મંદિર, સ્વામીનારાયણનું મંદિર, બાલાજીનું મંદિર, અંબાજીનું તથા કાળિકા માતાનું મંદિર, કાશીવિશ્વનાથનું મંદિર, વગેરે મુખ્ય છે.

સુરતમાં દર શનિવારે કિલ્લાના મેદાનમાં બજાર ભરાય છે, તેમાં જાતજાતની ચીજો વેચાય છે.

સુરત શહેરથી ત્રણ ગાઉ દૂર વરાછા ગામ છે, ત્યાં આગળથી પાણીના નળ સુરતમાં લાવવામાં આવ્યા છે.

સુરત શહેરમાં રસ્તા સાફ રાખવાનું, તે ઉપર પાણી છંટાવાનું, રાત્રે દીવા કરાવવાનું, તેમજ શહેરનું આરોગ્ય સાચવવાનું કામ મ્યુનિસિપાલીટી કરે છે.

અંગ્રેજ લોકો પહેલવહેલા સુરત બંદરે આવ્યા હતા; અને અહીં કોઠી ઘાલી હતી. અગાઉ દેશાવરથી ઘણાં વહાણો સુરત બંદરે આવતાં, અને સુરતનો વેપાર ઘણો ધમધોકાર ચાલતો. તાપી નદીનું બારૂં પૂરાઈ જવાથી મોટાં વહાણો સુરત બંદરે આવતાં અટક્યાં, તેથી વેપારનું મથક સુરત તૂટીને મુંબઈ થયું. સુરતમાં પહેલાં

લગભગ આઠલાખ માણસની વસ્તી હતી, પૈસો પણ પુષ્કળ હતો, પણ શિવાજીએ બે વખત સુરત લૂટ્યું, ઉપરાચાપરી ઘણી આગ લાગી, મોટીમોટી રેલ આવી અને વેપાર બંધ પડ્યો. આથી સુરતની પડતી થઈ.

---

## પાઠ ૨૯—સારી રીતભાત

---

બાળકો જન્મે છે ત્યારે તેને કાંઇ જ્ઞાન હોતું નથી. પણ જેમ જેમ તે મોટાં થાય છે, તેમ તેમ બીજાનું જોઈજોઈને તે શીખે છે. દરેક વિદ્યાર્થીએ સારી રીતભાત શીખવાની ખાસ જરૂર છે. કારણ કે આપણી રીતભાત ઉપરથી આપણાં કુટુંબની કિંમત અંકાય છે, આપણી ન્યાત જાતની ઉંચતા કે નીચતા પરખાઈ જાય છે, અને આપણા માતાપિતા તથા ગુરુની પણ રીતભાત જણાઈ આવે છે. માત્ર ચોપડી વાંચી પરીક્ષામાં પાસ થવાનું કામ શાળામાં કરવાનું નથી. શાળામાં તો વિદ્યાર્થીઓનું ચારિત્ર ઘડાય છે. અને તેમાં સારી રીતભાત અગ્રસ્થાન ભોગવે છે. શાળામાં જઈ પોતાના ગુરુજીને નમન કરવું. બીજા વિદ્યા-

ર્થીઓ સાથે સગા ભાઈબેન જેવો સ્નેહ રાખી તેમને પણ પરસ્પર નમન કરવું.

શાળામાં ઘણા વિદ્યાર્થીઓને બેસતાં આવડતું નથી. કોઈ વાંકું ચુંકુ, કોઈ અંઢેલીને તો કોઈ અસભ્ય રીતે બેસે છે, તેમ કરવું નહિ.

ઘણા વિદ્યાર્થીઓ બેઠા બેઠા નખ કરડે છે, મોંમાં આંગળીઓ ઘાલે છે, નાક કોતરે છે, સોપારી કે બોર ચાવે છે, એ બધું અસભ્ય વર્તન કહેવાય માટે તેમ કરવું નહિ.

વર્ગમાં ગુરુજી શીખવતા હોય ત્યારે બરાબર ધ્યાન દઈ સાંભળવું. નહિતો આપણને સમજ પડે નહિ, અને ગુરુજીએ લીધેલી મહેનત નકામી જાય છે. ગુરુજીની આજ્ઞા થતાં ઉભા થવું, બેસી જવું, ને પાસે આવવું. મોટા અવાજે હસવું નહિ, વાતચીત કરવા ગુરુજીની આજ્ઞા સિવાય વર્ગ છોડી જવું નહિ, તેમજ કાંઈ કારણસર કોઈ બીજા વર્ગમાં જવું હોય, તો 'ગુરુજી હું દાખલ થાઉં ?' એમ તે વર્ગના ' ગુરુજી પાસે પરવાનગી માગવી, અને પરવાનગી મળે ને પછી વર્ગમાં દાખલ થવું.

કોઈ ઓરડાનાં બારણાં બંધ હોય તો તે એકદમ ઉઘાડી અંદર પેસવું નહિ. હંમેશાં બારણાં ધીમેથી ઠોકવાં અને રજા મળે ત્યાર પછી અંદર જવું.

---

## પાઠ ૩૦—ક્રમેક્રમેજ વધાય

---

દોહરા

એક પછી પગલું બીજું, ભરતાં ગાઉ ચલાય;
એક પછી ટાંકો બીજો, વણતાં તંબુ વણાય.
એક એક કરી ઈંટની, આખી ભીંત ચણાય;
એક એક થર ખોદતાં, ઉંડી ખાણ ખણાય.
પરવાળાંના જંતુઓ, એમજ કરી ઉપાય;
અસંખ્ય બેટ બનાવતાં, ક્રમેક્રમેજ વધાય.
તો હું બાળક અલ્પ તે, વધતાં વધતાં એમ;
મહાન પદ પર પોંચવા તણી ન ધરૂં કાં નેમ ?—

નૂતનશ્રી

## સમાપ્ત.

# અનુક્રમણિકા.

